શ્રી

# મણિ મોતી કાવ્યમાળા.

રચનાર,

પંડ્યા મણિલાલ મોતીલાલ.
અમદાવાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
પંડ્યા ગૌરીશંકર મોતીલાલ.
તથા
પંડ્યા ચીમનલાલ મોતીલાલ.
અમદાવાદ.

સંવત ૧૯૭૫. સને ૧૯૧૮.
આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

કીંમત બે આના.

શ્રી

# મણિ મોતી કાવ્યમાળા.

## ભજન પહેલું.

ક્યાંથી આ સંભળાય, મધુર સ્વર ક્યાંથી આ સંભળાય—એ રાગ.

સરજ્યો છે સંસાર, દયાળુ દેવે સરજ્યો છે સંસાર;
કાચી કાયાનો દેહ બન્યો છે, એમ ખચિત તું ધાર. દયાળુ.
અજ્ઞાન વિષે અસત્ય પ્રગટ્યું, સત્ય થયું નિરાધાર. દયાળુ.
સંસારનું સુખ સ્વપ્ના જેવું, મિથ્યા માયાનો ભાર. દયાળુ.
મારૂં તારૂં જીવ કરતો ચાલ્યો, દેખ્યો જોવાય ન તે વાર. દયાળુ.
સગાં સંબંધી નથી રહેવાનાં, દેખાય નહિ નિરધાર. દયાળુ.
મર્ણ પછી સગાં નવ સંભારે, નવ સંભારે મિત્ર કે યાર. દયાળુ.
નાત જાતને પાડાપાડોશી, નવ સંભારે તલભાર. દયાળુ.
નામ નિશાન પરાક્રમમાં વસે છે, જો થયો હોય શૂરવીર. દયાળુ.
માત, પિતા, બ્હેન, બનેવી, બંધુ, ન સંભારે તુને લગાર. દયાળુ.
જગતમાં ઝનુની ભક્ત ઘણા છે, ઈશને ધરે અલંકાર. દયાળુ.
દાસ મણિલાલ અરજ કરે છે, ધરો ભક્તિરૂપ શણગાર. દયાળુ.

## ભજન બીજું.

રામ—દાસપરે દયા લાવોરે, દયાળુ દેવા દાસપરે દયા લાવો.

" સુરદાસ "ના ખેલનું ગાયન.

ભક્તિ કરજો તમે ભાવેરે, હરિજનો સર્વે ભક્તિ
કરજો તમે ભાવે. (૨)

સંસારની જુઠી માયા, મોહમાં લપટાણી કાયા;
પરનિંદા સર્વને ભાવે ભાવેરે. હરિજનો.

લોક વાયક ખોટી, વાતો કરે છે જનો મોટી;
જીવ જાતાં ન લાગે વાર વારરે. હરિજનો.

ભક્તિમાં નવ ીસે નાણું, એ છે સર્વમાં ઉત્તમ ટાણું;
ભક્તિ કરીને શર્ણ થાવો થાવોરે. હરિજનો.

આવ્યા એવા જઈશું, હરિને તાબે થઈશું;
કર્મ પ્રમાણે ફળ આવે આવેરે. હરિજનો.

ભક્તિનો મહિમા મોટો, સંસાર છે ખોટો ખોટો;
હરિરસ પીજો ભાવે ભાવેરે. હરિજનો.

નામનો છે નાશ નક્કી, ભક્તિ કરજો તમે પક્કી;
ભવસાગર તરતાં ફાવે ફાવેરે. હરિજનો.

ભક્તિ સર્વ સાથે આવે, સંકટનો ભાર કપાવે;
લંપટ મોહથી દૂર થાવો થાવોરે. હરિજનો.

મારૂં મારૂં મિથ્યા માની, એમ સર્વ જુઠું જાણી;
કુકર્મથી વિખુટા થાવો થાવોરે. હરિજનો.
હરિ વસ્તુ છે અમુલ્ય, તેનું ન થાએ મુલ્ય;
માટે સર્વ ભજો ઇશ ભાવે ભાવેરે. હરિજનો.
હુંપદનો વિનાશ કરાવો, મમતા દૂર કઢાવો;
મણિલાલ ભક્તિ કરે છે સદા ભાવે ભાવેરે. હરિજનો.

---

## ભજન ત્રીજું.

રાગ—શીદ બળાપો દયો છો બાળા નહોતું જાણ્યું બાઇરે.

મનુષ્ય દેહ આ સુંદર ઘડિઓ, કરો ન વિયોગ મોહનનોરે. ૧
નામ જપ્યાથી અઘદુઃખ જાએ, સુખ આવી મળશેરે. ૨
દ્દઢ મનથી ભકિત કરજો, દુઃખ જગદીશ્વર કાપેરે. ૩
કૈયાકિચકને ત્રાસજ આપ્યો, મોહનજીએ આવીરે. ૪
નરસિંહરૂપ ધર્યું છે તેણે, ભક્ત પ્રલ્હાદ કાજેરે. ૫
હિરણ્યકશ્યપને છેદી નાંખ્યો, પાડી ઉંધે માથેરે. ૬
ભક્ત પ્રલ્હાદનાં દુઃખ હર્યાં છે, ભકતવત્સલ ભગવાનેરે. ૭
દામાજીનું દુઃખજ હરીયું, આવી કમળા કાંતેરે. ૮
ભીડ ભકતની ભાગી જાણે, ભાગે મનની ભ્રાંતીરે. ૯
ગર્ભવાસમાં રક્ષણ કરે છે, જન્મે આપે અહારરે. ૧૦
સંકટમાં જ્યારે સંત ડુબે છે, વીઠ્ઠલ કરે છે વહારરે. ૧૧

સર્વ શાસ્ત્રનો સાર જાણી, શામળીઆને ભજજોરે. ૧૨
દીનાનાથનું નામ ન દીધું, એળે ગયો જનમારોરે. ૧૩
સત્યજ બોલી સત્યજ ચાલી, સીતા સરખી નારીરે. ૧૪
રાવણનો અભિમાન ઉતાર્યો, એવા દયાળુ રામેરે. ૧૫
પંડ્યા મણિલાલ એમ વદે છે, દીનાનાથને યાચોરે. ૧૬

## ભજન ચોથું.

રાગ—એજન.

મનખો સફળ કરવા કાજે, ભાવે ભજો ભુધરનેરે. ૧
જઈશ તું સૂરની સંગાથે, જનમ તારો કર થશેરે. ૨
નામ જપ્યાથી નામી મળશે, ફાળ મારીને ફરશેરે. ૩
ગુણીજન જ્ઞાની જ્ઞાન વધારો, તેથી સુખી સૌ થાશેરે. ૪
દયાનીધિ તુંને દર્શન દેશે, સફળ થશે જનમારોરે. ૫
દયાનીધિ દેવ દોડે છે, ગૌરવર્ણ ઘનશ્યામછેરે. ૬
ભક્તોની તો ભક્તિ જોઈને, અવિચળ પદ આપેરે. ૭
વનમાળી વનમાળ ધરે છે, હિમ ઝાંઝર સારાંરે. ૮
શંખ, ચક્ર, ગદા, પદ્મ ધરે છે, કૌસ્તુભ મણીની માળારે. ૯
ધ્યાન ધરેથી ધીરજ મળશે, આપે અંતરજામિરે. ૧૦
શાને માટે રૂપ વખાણો, રૂપ થશે માટીરે. ૧૧
એમ ત્યાં પ્રભુ દોડે છે, પીતાંબર અંગે સોહેરે. ૧૨

અંતઃકરણથી જે ભજે છે, તેની સફળ જીંદગાનીરે. ૧૩
સેવક મણિલાલ એમ વદે છે, દીનાનાથને ભજજોરે. ૧૪

---

## ભજન પાંચમું.

બાનાની પત રાખ્ય, પ્રભુ તારા બાનાની પત રાખ—એ રાગ.

માનો પોતાનો ધર્મ, સર્વે ભાઈ માનો પોતાનો ધર્મ.
ચતુરવર્ણના ચાર ધર્મ છે, તેનાં બતાવું કર્મ. સર્વે ભાઇ.
ભણે ભણાવે શાસ્ત્ર પુરાણો, નિત્ય કરે ષટકર્મ. સર્વે ભાઇ.
ત્રિજાતીને બોધજ આપે, છે બ્રહ્મનું કર્મ. સર્વે ભાઇ.
શૂરો થઇને સમશેર સાધે, નવ પડે તે નર્મ. સર્વે ભાઈ.
ત્રિજાતીનું રક્ષણ કરવું, છે એ ક્ષત્રિનું કર્મ. સર્વે ભાઇ.
અતિશ્રમેથી ઉત્પન્ન કરવું, મન કેરો સમજી મર્મ. સર્વે ભાઇ.
ત્રિજાતીનું પોષણ કરવું, છે એ વૈશ્યનું કર્મ. સર્વે ભાઇ.
સેવા કરવી સારી રીતે, ગર્વિષ્ટ થાવું ન ગર્મ. સર્વે ભાઇ.
દાસ કેરા દાસ થઈ રહેવું, છે એ શૂદ્રનું કર્મ. સર્વે ભાઇ.
સત્ય બોલી સત્યજ ચાલો, તેમાં છે આનંદ પર્મ. સર્વે ભાઇ.
શ્રીહરિનું સ્મરણ કરવું, મણિલાલ માને એ ધર્મ. સર્વે ભાઇ.

---

## ભજન છઠું—ધોળ ૧.

હરિનો મારગ છે શુરાનો, નહિ કાયરનું કામ જોને—રાગ.

ભક્તિ પદાર્થ છે ભાઈ મોટું, ખોળી જોતાં સહુ છે ખોટું જોને. ૧
રવિ વિના દિવસ શાનો, ચંદ્ર વિના શી રજની જોને. ૨
જળવિણુ સરોવર શાનું, પતિ વિણુ કેવી પત્ની જોને. ૩
દિપક વિના મંદિર શાનું, આંખો વિના કેવું વપુ જોને. ૪
જીવ વિના વપુ શાનું, રાયવિણુ કેવી રૈયત જોને. ૫
વર વિનાની જાનજ શાની, લવણુ વિના કેવું ભોજન જોને. ૬
અક્કલહિણુ માણુસ શાનો, પુત્ર વિના કેવી માડી જોને. ૭
એવું જાણી પ્રભુ ન આરાધે, કામ કરમ ફળ કાચું જોને. ૮
આનંદસિંધુ પરમ ઉપકારી, એવા ઈશ્વરને વિસારી જોને. ૯
કહે મણિલાલ એ નર નકામા, કાન, ધર્મ સહુ સાચું જોને. ૧૦

---

## ભજન સાતમું.

રાગ—ક્યાંથી આ સંભળાય, મધુર સ્વર ક્યાંથી આ સંભળાય.

માયા કેરો ભાર જગતમાં, માયા કેરો ભાર. ટેક.
પ્રેમે ભજો શ્રી દેવ મોરારી, નવ થાએ માયાનો ભાર. જગત.
ઈષ્ટમોરારી ભજવાથી જાશે, જન્મ મરણુનો ફેર. જગત.
પ્રેમ ધરી જે પ્રભુ ભજે છે, તે તો તર્યા ભવપાર. જગત.
મનુષ્યાદેહ આ ઉત્તમ જડીઓ, માટે ભજો શ્રીગોપાળ. જગત.

ભાવથી જે ભુધર ભજીઆ, તર્યા તે સકળ સંસાર. જગત.
શામળીઆને સ્વપ્ને ન જાણ્યો, તેને સૌ કહે ધિક્કાર. જગત.
ભક્તિથી તો અવિચળ થાએ, એ પદ આપે કીરતાર. જગત.
જનુની પેટે જન્મ ધરીને, કાઢો મદ, ક્રોધ, વ્યભિચાર. જગત.
સ્વર્ગ, મૃત્યુ, પાતાળની માંહે, એવા દેવ શ્રીમોરાર. જગત.
ધ્રુવ બાળકે ધિરજ ધારી, ધ્યાન ધર્યા દેવ મોરાર. જગત.
કાયાનું સાર્થક કરવા કાજે, મણિલાલ ભજે કીરતાર. જગત.

---

## ભજન આઠમું.

રાગ—વિરા વેશ્યાના યારી, ફિના અટારી—

ભજવા ભુધર ભાવે, સહુ દુઃખ જાવે, કાયાનું કલ્યાણ થાય.
નામી રીઝે નામથી ભજતાં, કાપે સર્વે દુઃખ;
જન્મ મરણને ગર્ભ ટાળી, આપે ઉત્તમ સુખરે;
જે ભુધર ભજશે, મોહને તજશે, સર્વમાં શ્રેષ્ટ લેખાય. ભજવા.
સત્ય ધર્મની ધ્વજા ચઢાવો, ગાઓ મંગલ ગાન;
અગાધ શક્તિ કોઈ ન જાણે, સર્વ રહે ગુલતાનરે;
થાશે મૃત્યુ અકાળે, કહો કોણ ખાળે, નવ કોથી જણાય. ભજવા.
ભક્તિ કરવી ભાવથી એની, અંતરમાં રાખી આનંદ;
તન, મન, ધન સૌ અર્પણ કરવું, મૂકી સકળ ફંદરે;
અતિ હર્ષે કરીને, મમતા મૂકીને, પ્રસાદી તેની ચખાય. ભજવા.

---

## ભજન નવમું.

રાગ—ભજન આઠમા પ્રમાણે.

પ્રભુ નામને યાચી, ભક્તિ કાચી, કરજો સર્વે જન.
પ્રાતઃકાળે ઉઠીને લેવું, જગદીશ્વરનું નામ;
હરિશ્ચંદ્ર જેવા સત્યને વળગ્યા, સંકટ વેઠ્યાં જેણે સકળરે;
એવો ઈશ છે સાચો, રંગમાં રાચો, મનમાં કરીને વિચાર. પ્રભુ.
ગોરો કુંભાર જે ભક્તરાજ સાચો, મરીઓ કુંવર તેનો સેંજ;
ગરૂડ ઉપર અશ્વાર થઈને, સજીવન કર્યો તેનો બાળરે;
સર્વેનાં દુઃખ કાપીને, સુખ આપીને, ભકતોની કરે છે વહાર. પ્રભુ.
કાળબાણ ધર્મે ચઢાવ્યું, આવી કર્યો શિર ઘાય;
સત્યવાનને કંઈ ન સુઝયું, પડ્યો તે અવિની માંયરે;
આવ્યું મૃત્યુ અકાળે, મનને બાળે, ઉચ્ચારે પંડ્યા રામ. પ્રભુ.

---

## ભજન દશમું.

રાગ—સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ.

રામ રટો તમે હમેશ, હરિજનો રામ રટો તમે હમેશ. ૧
રામ રટેથી રણુજ છુટશે, છુટે કલ્પાંત કલેશ. હરિજનો. ૨
ભય ટાળે ભગવંત જ્યારે, ફરી ફેરો નહિ પામીશ. હરિજનો. ૩
અનાથોના નાથ જગતકર્તા, અધમ ઓધારણ ઈશ. હરિજનો. ૪
નામ લેવાથી આપે ગતિએ, માટે નમાવો શીશ. હરિજનો. ૫
અગ્નિમાંથી ઉગારીઆં છે, મંજારીનાં બાળ ઝુરેશ. હરિજનો. ૬
ઠીક કરી થડ ઝાલી લેજો, તલભાર ન મૂકો કચાશ. હરિજનો. ૭

ઈશ નામને નવ વિસારો, સૌ રંક નરેશ. હરિજનો. ૮
મહા મોટા રાયને રંકોની, લાજ રાખે છે જગદીશ. હરિજનો. ૯
દાસ મણિલાલ અરજ કરે છે, સૌ નમાવો ઈશને શીશ. હરિજનો.૧૦

---

## ભજન અગિઆરમું.

રાગ—ગીતિ છંદ.

ભુધર ભજવા ભાવે, તેને ભજેથી સૌ દુ:ખ જાએ નાશી;
અકલિત ગતિ છે તેની, સર્વ વ્યાપક છે અવિનાશી. ૧
પ્રલ્હાદ જેવા ભક્તો, અસહ્ય દુ:ખોથી દૂર કર્યા જગદીશે;
પંચાળીનાં પટકુળ પુર્યાં, કૌરવ કેરો કર્યો વિનાશ. ૨
ભક્તિ જે આદરશે, તેના પુરે પ્રભુ મનના કોડ;
એકવાર સૌ બોલો, જય જય શ્રી રણછોડ. ૩
પ્રેમ રાખજો પ્રભુમાં, ભક્તિ કરે પ્રભુની ભાવે;
કુશળ સૌને રાખે, સ્વર્ગનું વૈમાન તેને આવે. ૪
વિઠ્ઠલ વહારે ચઢશે, નીતિથી સૌ ઉચારો રામ નામ;
વિનંતી કરીને કહે છે, મણિલાલ મોતીરામ. ૫

---

## ભજન બારમું.

રાગ—લલિત છંદ.

ઉંઘે અજ્ઞાનમાં, ફંદમાં ફસ્યો; જીવ ગયા પછી, નર્કમાં જશો. ૧
ન જગન્નાથને, ભાવથી ભજ્યા; થરકુકર્મના, તે ન તેં તજ્યા. ૨

ઈશ તને પછી, લેખું પૂછશે; સમજ મનમાં, શી ગતિ થશે. ૩
ફીકર છોડીને, ફેલમાં ફર્યો; તન વિષે નહિ, દોષથી ડર્યો. ૪
અણુચિંતું તને, મોત આવશે; સમજ મનમાં, શી ગતિ થશે. ૫
અહરનિશજ, પ્રેતસ્થાનમાં; ધીગતી ચેબળે, ધાર ધ્યાનમાં. ૬
કાળ જતે તુને, નવ મૂકશે; સમજ મનમાં, શી ગતિ થશે. ૭
જબર યુવકો, જે જણાય છે; પલક માત્રમાં, મર્ણ થાય છે. ૮
તુજ તન તણા, હેતુ જે હશે; સમજ મનમાં, શી ગતિ થશે. ૯
ચેતન જીવ તું, ચેત મનમાં; જગત સર્વ તો, જાયે ધામમાં. ૧૦
અચળ કોણ છે, અવનિ વિષે; સમજ મનમાં, શી ગતિ થશે. ૧૧
કુડ કપટથી, કર્મ તેં કર્યાં; ધન રળી ખપી, ધૂળમાં ભર્યાં. ૧૨
પલક એકમાં, નાશ તો થશે; સમજ મનમાં, શી ગતિ થશે. ૧૩
હરઘડી થતા, હર્ષ શોક છે; મણિલાલ એક, બાળ નેકી છે. ૧૪

---

## ભજન તેરમું—ગરબો.

રાગ—પુનમ ચાંદની ખીલી પુરી અહિંરે—

પુજન પ્યારાનું હેતે કરો તમેરે,
થાઓ પતિના સેવક ઓ નાર;
પામો અખંડ સૌભાગ્ય સુખમાં તમેરે.

સાખી.

ચાલો રામા સંગથી, રહી પતિની પાસ;
સેવો ભામા સ્યામને, મૂકી પરની આશ.
હાજર હાજર રહી પતિની સાથમાંરે- —પામો અખંડ.

સાખી.

તોડો નહિ આજ્ઞા તમે, પતિ તણીય લગાર;
કરો નહિ અણુચિંતુ તમે, પ્રાણુ થકી કોઈ વાર.
સ્વામી ભક્તિથી આનંદ સર્વમાં માનજોરે— —પામો અખંડ.

સાખી.

રંગે રાચો સાથમાં, પરવારી ઘર કામ;
સ્વામી ભક્તિ સ્નેહે કરો, તેને ગણી સર્વ ધામ.
એની સાથે રહી ભજો ભામા શ્યામનેરે— —પામો અખંડ.

સાખી.

આયુષ્ય વધે આપણું, તે ભજેથી સૌ સુખ;
બુદ્ધિ ખીલે આપણી, જાએ સર્વે દુઃખ.
માટે માનો કહ્યું મણિલાલ દાસનુંરે— —પામો અખંડ.

---

## ભજન ચૌદમું.

આરતિ.

જય ત્રિભુવન સ્વામી, પ્રભુ જય ત્રિભુવન સ્વામી;
આનંદ હર્ષજ આપો, જગદીશ્વર સ્વામી. જય. ૧
આનંદકારી દેવ છો, પ્રભુ આનંદકારી દેવ;
સંકટ માંહે વહાર કરો છો, શક્તિવાળા શ્રીદેવ; જય. ૨
વિશ્વાધાર છો સ્વામી, પ્રભુ વિશ્વાધાર છો સ્વામી;
દુઃખ કાપી સુખ આપો છો, એ છો ગરૂડ ગામિ. જય. ૩

સર્વ વ્યાપક છો ઈશ, પ્રભુ સર્વવ્યાપક છો ઈશ;
ભકિતથી તો મોક્ષ મળે છે, મણિલાલ નમાવે શીશ. જય. ૪
ત્રિગુણી ભગવાન, પ્રભુ ત્રિગુણી ભગવાન;
અહરનિશજ આદરવું, ધરણીધરનું શ્રી નામ. જય. ૫

## મંગળાચરણ પંદરમું.

શ્રી નટવર નરણુ કાન્ત નરેશ્વર (૨)
ભવદુ:ખ હરણુ, હરિહ્યે હરણેશ્વર. શ્રી.
પરમાનંદ પુરૂષોત્તમ, સુખમય સર્વેશ્વર. શ્રી.
જ્યોતિમય જ્યોતિર્લિંગ, કરૂણામય કરૂણેશ્વર. શ્રી.
કુમતિ કાપી સુમતિ આપે, મણિમય રત્નેશ્વર. શ્રી.

## ગઝલ સોળમી.

મઝા લેતો કહો કેવી, ખરે એ ઉર કુદરતની;
નિશા લાગી અરે એની, ખરે એ ઉર કુદરતની.
લાગે રાગ્ય રૂપાળી, ખરે એ વસ્તુ કુદરતની;
લટકે ફરૂ આનંદે, ખરે એ વસ્તુ કુદરતની.
મોહીરે ગયો હતો, ધરે એ ધીર કુદરતની;
તીરે તાપીને જઈ હું, ખરે એ વીર કુદરતની.
લાજે કામ માણુસનું, ખરે એ જોર કુદરતનું;
લક્ષ્મી તણી ઘેનો, ઉડી તું જા હવે અહીંથી.

પંડ એ ગયો આજે, ખરે મુજ મિત્રને કાન્તિ;
યારી કદી નહિ ભૂલતો, હવે તું આજથી.

---

## ભજન સતરમું.

રાગ—તમે હળવે હાલો, ધીમે ચાલો, કાશીપુરીના જન.

પંથ નીતિનો પકડી, છોડી સઘડી, સુખ માનો સર્વે જન;
ભરમે ભુલ્યા તે નર ભટકે, રઝળે રાનો રાનરે. પંથ.
મન વાણીનું મૂળ વિચારે, પામી પુરણ પદ;
પુરણ કેરો પ્રભા નવ તૂટે, મૂકી સર્વ આકંદરે. પંથ.
બીજ થકી જેમ વૃક્ષ બને છે, અદ્ભુત થાએ મહિમાય;
અણુને આદી અખિલ જીવના, તે થકી ઈશ મનાયરે. પંથ.
એ પદથી જે હોય અજાણ્યા, જીવતર તેનું ધૂળ;
વૈદ ઔષધી જે નવ જાણે, રોગ તણાં ઉંડાં મૂળરે. પંથ.
ઔષધ કેરૂં નામ સમરતાં, જનમનાં દુઃખ ન જાય;
એમ વિચારી સદ્ગુરૂ કરજો, જેથી હાનિ નવ થાયરે. પંથ.
ઢુંગી દેખી તમે ધુતાશો, કાચા રહેશો તતકાળ;
કાચા રહીને કુકર્મ કરશો, અણચિંત્યો થાએ કાળરે. પંથ.
લક્ષ્મીવાળા અળગા રહેશે, અળગો થાએ ચેતન;
જ્ઞાની ગુરૂને શરણે રહીને, નિત્ય કરો કીરતનરે. પંથ.
જીવતર સફળ કરવા કાજે, જુઓને વાંચો ચરિત્ર;
નાટ્ય તરંગો અળગા કરીને, ભક્તિ કરે પંડ્યા પવિત્રરે. પંથ.

---